श्री तत्सत परमात्माने नमः

શ્રી નવીન

# દેશોદય નાટક મંડળી

# સૂર્ય ઉદય

## નાટકના ગાયનો તથા ટુંક સાર

લેખક

મોહનલાલ [illegible] જુવાન



છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી નવીન દેશોદય નાટક મંડળી

લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ—સુરત

આવૃત્તી પહેલી | | પ્રત ૧૦૦૦

કીંમત ચાર આના

ॐ तत्सत परमात्माने नमः

શ્રી નવીન દેશોદય નાટક મંડળી

# સુર્ય ઉદય

## નાટકના ગાયનો તથા ટુંક સાર.

લેખક

મોહનલાલ ગોકળદાસ યુવાન

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી. નવીન દેશોદય નાટક મંડળી.

આવૃતી પહેલી ] [ પ્રત ૧૦૦૦

કીંમત ચાર આના.

# સુર્ય ઉદય નાટકના મુખ્ય પાત્રો

## પુરૂષ વર્ગ

ઘમંડીકલહ—સમલપુરીનો રાજા.
ઉદયકાળ—ઘમંડીકલહનો સેનાપતી.
સહનશીલ—કર્મણીકસુમીનો રાઠોડ નિર્મળગંગાનો પિતા
સબળ } શહનશીલના કુમારો
વિમળ }
રાજેન્દ્રભીમક—કુશાવટી નગરીનો રાજા.
હૃદયચંદ્ર—રાજેંદ્રભીમકનો પૂત્ર નિર્મળગંગાનો પતી.
વિનયચંદ્ર—ઘમંડીકલહનો ઓરમાન ભાઇ
જયંત—ઘમંડીકલહનો પુત્ર
ખાકજીટ—એક બેરીસ્ટર
દાદીબાદગરૂ - એલ આર. સી પી ડાક્ટર
મોંટુ—વિધવા તારાનો પુત્ર.
રામો } ડોકટરના નોકરો
બાટલી }

બાદ—ભીલરાજા, બારોટ, ચોપદાર, સરદાર સિપાઇ, વીગેરે

## સ્ત્રી વર્ગ

નિર્મળગંગા—શહનશીલની પુત્રી હૃદયચંદ્રની સ્ત્રી
રસીકપ્રભા—ઘમંડી કલહની ધર્મ પત્ની
સુશીલા—સબળપુરીના મરહુમ રાજા નીતીગણની પુત્રી
રેણુકા—રાજેન્દ્ર ભીમકની સ્ત્રી
તારા—વિધવાઓને વિજય અપવાનાર વનીતા
મરચી—ડોકટર દાદીબાદગરૂની દીકરી મીઠુની સ્ત્રી.

બાદ—સખીઓ, બાળાઓ, કંચનીઓ. વિગેરે વિગેરે

# સુર્ય ઉદય

## નાટકના પ્રવેશાનુક્રમ સંક્ષીપ્ત સાર

### અંક પહેલો



સ્તુતી.

#### પ્રવેશ પહેલો—સ્થળ—બગીચો.

નિર્મળગંગા તથા રમ્યચંદ્રનો હાસ્ય વિનોદ બાદ રમ્યચંદ્રનું જવૂ. બાદ સખીઓનું આવવૂં. અરસપરસ પ્રેમ વિનોદ. બાદ સખીઓનું જવુ ત્યા નિમળગંગાના પીતા શહનશીલનું સબળ વીમળ સાથે આવવું શહનશીલે નિર્મળગંગાને ઘમંડીકલહના ત્રાસથી સાવચેતી આપી તીર્થાર્થે જવું પાછળથી ઉદયકાળનું આવવું નિર્મળગંગા તથા બન્ને કુમારો મહીત કે...ટેમ્પલો.

#### પ્રવેશ બીજો—સ્થળ—રસ્તો.

તારાએ વિધવાઓને વિજય આપવાના વિચારમાં આવવું, બાદ બેરીસ્ટરે આવી તારાના વિચારને ટેકો આપી કાયદાની સમજ પાડી બીલ માગવુ બન્નેની તકરાર ત્યાં ડોક્ટરનું રામા સહીત આવવું, બેરીસ્ટરને મેટ કરાવી દવાખાને લઇ જવો

#### પ્રવેશ ત્રીજો—સ્થળ-ઘમંડીકલહનું નિવાસસ્થાન

ઘમંડીકલહ પોતાના માતા પીતાને જાનથી મારી નાંખી તેમનાં મસ્તકને અધ્ધર ટીંગાવી આનંદથી પોતે આરામ કરે છે ત્યાં તેનો પુત્ર જયંત તેનું ખુન કરવા આવે છે ત્યાં તેને તેની માતા અટકાવે છે આખરે તેની માતાનું નિરાશ થઇ ચાલી જવું, જયંતે તેના પીતાને જગાડવો, બાદ બન્નેનો સંવાદ.

કોને ખબર છે કાલની કે પડશે અન્ન વીણુ સાંસા
તરંગો નવ નવા રચના પડયા ઉલટા બધા પાસા
દેતાં દુઃખ બીજાને વાવ્યાં બી ફળ્યા ફાંસા
ઘુમંડી થઇ ગયા શ્રીમંત બેહાલી થયા ખાસા
અજબ છે આર્ય બંધુઓ દૂનીયાંના આખીર તમાસા

જયંતે ખંજર મારવા જવું ત્યાં હૃદયકાળની ગોળીથી ફેર ત્યાં જયંતના હા ( ંથી કટાર પડી જવી બાદ તેને પત્થર નીચે દાબી મારી નાંખવો. ટેબ્લો.

## પ્રવેશ ચોથો—સ્થળ-રસ્તો

મીઠુએ મરચીને મળવાના વિચારમાં આવવું, બાદ મરચીએ આવી તેને સ્ત્રીનાં કપડાં પહેરાવી બનાવવો બંનેનુ જવું.

## પ્રવેશ પાચમો—સ્થળ-ઘમંડીકલહનો મહેલ

ઘમંડીકલહે પોતાનો પ્રેમ સ્વીકારવા નિર્મળગંગાને કહેવું બંનેનો વાદવીવાદ ત્યાં તેને રાજપાટ આપવાનું કહી સમજાવવી નિર્મળગંગાનો તેના પ્રત્યે ઇન્કાર

માયા ન મુડી જોઇયે ન મહેલ માળા કામના
કપડા કુછંદી શું કરૂં છે ભજન પ્યારા રામના

ત્યાં ઘમંડીકલહનો નિર્મળગંગા ઉપર બળાત્કાર, અચાનક રસીકપ્રભાનું આવવું અને નિર્મળગંગાને આફતથી મુકત કરવી બાદ અરસપરસ વાદવીવાદ ત્યાં સર્વેને કેદ કરી બંધીખાને મોકલવા.

## પ્રવેશ છઠ્ઠો—સ્થળ-મહેલ

શુશીલા પોતાના પર પડેલા દુખોને યાદ કરતી વીચારમાં ઉભેલી છે ત્યાં દાસીનું ભયભીતપણે આવવું, તેને નાસી છુટવા કરેવું, ત્યાં સુશીલાનું નદીમાં કુદી પડવું ત્યાં પાપી હૃદયકાળનું આવવું, વિનયચંદ્રને તેની બંને આંખો કહાડી આપવા કહેવું ત્યાં વિનયનો કલ્પાત પણ આખરે તેની બંને આંખો કહાડી લઇ જંગલમાં મારી નાંખવાનો હુકમ કરવો.

## પ્રવેશ સાતમો—સ્થળ-દવાખાનું

બેરીસ્ટર પોતાની દશાનો વિચાર કરે છે ત્યાં ડોકટરે આવી તેને દવા પીવાનું કહેવું પણ ન માનતા આખરે કુતરા પકડવાનો માણસો

ગળામાં નાંખી જબરજસ્તીથી દવા પાઇ બીલ માંગવું. બેરીસ્ટરની આના-કાની રામાએ માર મારવો.

### પ્રવેશ આઠમો—સ્થળ-પહાડ

શહનશીલ પોતાના બાળકો કેદ પકડાયેલ હોવાથી તેને શી રીતે છોડાવવા તેના વિચારમાં બેસવું ત્યાં રદયચંદની ગોળી વાગવાથી શહન-શીલનું ઘાયલ થવું, પાછળથી સેનાપતી ઉદયકાળનું આવવું ત્યાં બંનેને કેદ કરવા, ત્યાં બંનેની લડાઇ (સીન ટ્રાન્સફર)

ઘમંડીકલહે પ્રેમનો સ્વીકાર કરવા નિર્મળગંગાને સમજાવવી પણ ખરી વીર ક્ષત્રાણી બાળાએ પોતાનો ટેક ન છોડયો બાદ ઉદયકાળે બંને બાળકોને મારવા જવા, નિર્મળગંગાનો કલ્પાંત છેવટે વીર રજપુતાણીએ પોતાનો ટેક નજ છોડયો આખરે બંને બાળકોને જાનથી મારી નાંખવા. ટેબ્લો.

### ડ્રોપ સીન



## અંક બીજો

### પ્રવેશ પહેલો.—સ્થળ-જંગલ

શુશીલાએ પુરૂષના વેશમાં રણધીર નામ ધારણ કરી વિચારમાં આવવું બાદ પાછળથી રદયચંદ્ર સાથે મેળાપ. બંધીખાને પડેલી પોતાની બહેન નીર્મળ ગંગાને છોડાવવા ઉસ્તાદ તથા નાયકાનો વેશ ધારણ કરી જવું.

### પ્રવેશ બીજો—સ્થળ-રસ્તો.

ડોકટરે કાયદાને માન આપતા આશકમાશુકના વિચારમાં આવવું બાદ તારાનું આવવું ત્યાં બંનેનો પ્રેમ. બંનેનું જવું પાછળથી મરચી તથા મીઠુ બંનેએ એકાંન્તમાં સાંભળેલી વાત ઉપરથી તેઓને જનાવવાનો વિચાર કરી ત્યાંથી જવું.

## પ્રવેશ ત્રીજો—સ્થળ-દરબાર

ભીમક રાજા પોતાના પુત્ર વિયોગે ઘણો દુ:ખી થયેલો હોવાથી પ્રધાનજીનું આશ્વાસન બાદ બારોટે પત્ર લઇ આવવું પત્ર વાચી લડાઇની તૈયારી કરવા હુકમકરવો.

## પ્રવેશ ચોથો—સ્થળ-તારાનું મકાન.

મરચીએ પોતાના બાપની બનાવટ કરતાં આવવું બાદ ડોકડરે પેટીમાં મોકલેલો માલ તથા ચીઠી રામાએ મરચીને આપવી પેટી ખોલતા મીંદનું નીકળવું ત્યાં પરસ્પર હાસ્ય જવું

## પ્રવેશ પાંચમો—સ્થળ-દરબાર

ભીમક રાજા તમામ કચેરી વચ્ચે કોઇને ફરજ ન પાડતાં લડાઇના સમાચાર જાહેર કરવા બાદ દુશમનોનુ આવવુ લડાઇ રાજા કેદ ત્યા રાણીનું આવવું દરેકને નાસતા જોઇ તેમને બાયલા બનાવી તીરસ્કાર કરવો પાછળથી કલહનું આવવું વિવાદ લડાઇ રોકુ કા કેદ

## પ્રવેશ છઠો—સ્થળ-રસ્તો

બેરીસ્ટરને થયેલા અપમાનનો બદલો વાળવાના વિચારમાં આવવું બાદ મીંદુનું આવવું મીંદુને લાંચ આપી ફોડવો પાછળથી ડોકટરનું આવવું દરેકનો મેળાપ જવુ.

## પ્રવેશ સાતમો—સ્થળ-રાજયદરબાર

ઘમંડીકલહે કેદ કરી લાવેલા ભીમકરાજાને અપમાન રીઆવવો બંનેનો વિવાદ ત્યાં કપટથી આવેલા બનાવટી ઉસ્તાદ વારાંગના સાથે નાચ રાજાનું ખુશી થવું બાદ રાજ્યમાં રાખવા.

## પ્રવેશ આઠમો—સ્થળ- રસ્તો

શુશીલા તથા હૃદયચંદ્રનું આવવું હૃદયચંદ્રને પોતાની સ્ત્રીની શી દશા હશે તે સાંભરી આવતાં બંનેનું ત્યાથી જવું.

## પ્રવેશ નવમો—સ્થળ-નિર્મળગંગાનું મકાન

નિર્મળગંગા પોતાના પતી વીયોગથી દુ:ખી થતી પ્રભુની પ્રાર્થના કરે છે બાદ શુશીલા ગુણકાના વેશમાં આવી કલહ સાથે પ્રીત બાંધવા સબંધી વાત કરી ક્ષત્રાણીએ તીરસ્કાર કરવો બાદ હૃદયચંદ્રનું આવવું પાછળથી માતા પીતાને બંધીખાનેથી મુક્ત કરવા જવું.

### પ્રવેશ દસમો—સ્થળ-કેદખાનું

સુશીલાનું જમાદાર થઈ આવવું સિપાઈઓને રજા આપી બાદ હૃદયચંદ્ર સાથે કેદખાનામાં પડેલા નીરાધારોને મુક્ત કરવા ત્યાં કલહનું આવવું-લડાઈ. ટેબ્લો

## અંક બીજો સમાપ્ત



## અંક ત્રીજો

### પ્રવેશ પહેલો—સ્થળ-દરબાર

કનકના પત્રમાંથી શીકર ગએલ હોવાથી વિચારમાં કલહનું આવવું બાદ જમાદારને બોલાવી તમામ હકીકત પુછવી બાદ ઉદેકાળનું આવવું અરસપરસ ચર્ચીત બોલ લડાઈ

### પ્રવેશ બીજો—સ્થળ-રસ્તો

મરચીનું પત્ર લઈને જવું, પાછળથી ચોરી મીઠુએ વાંચવી બાદ તારા પ્રત્યે ધીક્કાર, મીઠુએ ડોક્ટર બની તારાને બનાવવા જવું.

### પ્રવેશ ત્રીજો—સ્થળ-રસ્તો

હૃદયચંદ્રનું ધારેલું કામ ન બનતાં અફસોસમાં આવવું પાછળથી ઉદેકાળ તેના સારા વિચાર સાંભળી તેને મળવું હૃદયકાળને સોગનથી પોતાની સાથે રાખવાનો કોલ આપવો, જવું.

### પ્રવેશ ચોથો—સ્થળ તારાનું મકાન

બેરીસ્ટરનું તારાને મળવા આવવું, પાછળથી ડોક્ટરનું આવવું ત્યાં ડોક્ટર તથા બેરીસ્ટરની વાતચીત. ત્યાં મીઠું તથા મરચીનું આવવું દંભનું પોગળ ખુલી જવું.

### પ્રવેશ પાંચમો—સ્થળ—જેલ

નિર્મળગંગાનો શોક દાસીએ ધીરજ આપવી ત્યાં કલહની પ્રેમની માંગણી નિર્મળગંગાનો તીરસ્કાર બાદ કલહનું જવું ત્યા રહયચંદ્રનું આવવું, કેદમાંથી તેમને ગુપચુપ છુટાં કરવાં, ને પાપીને હણવાનો ઉપાય શોધી ચાલી જવું કલહની નીદ્રા અનેક પ્રકારની થતી આળપંપાળ બાદ સુશીલા સાથે અરસપરસં વીવાદ—લડાઇ.

### પ્રવેશ છઠો—સ્થળ—જંગલ

કેહો તથા જેહો બંને મારાઓએ વિનયચંદ્રને જંગલમાં મારી નાંખવા આવવું, વીનયનો દ્દષ્ટાંત, રદયચંદ્રે તેને બચાવવો. બાદ ફળફળાદી લેવા રદયચંદ્રનું જંગલમાં જવું બાદ ભીલ રાજાનું શીકારે આવવું બાળાને જોઇ તેને હરી જવાની ઇચ્છા. ઉદયકાળ તથા ભીલ રાજાનો સંવાદ ત્યાં રદયચંદ્રનું આવવું ભીલ રાજાની મારી. જવું.

### પ્રવેશ સાતમો—ભીલ રાજાનું મકાન

પાપી જીવતો રહયો છે તેના સમાચાર સુસીલા (રણધીરે) જાહેર કરવા બાદ તમામનું ત્યાંથી તે નીચને મારવા જવું.

### પ્રવેશ આઠમો—સ્થળ—જંગલ

ધમંડીકલહનું ગુસ્સામા ને ગુસ્સામાં આવવું ત્યા દરેકનું આવવું, બાદ દરેકનો અરસપરસ વાદવીવાદ (લડાઇ) પાપીને મારવો. બાદ છેલ્લી કચેરી, રદયચંદ્ર, ઉદયકાળનો ઉપકાર માનવો, બાદ ઉદયકાળનો પસ્તાવો રદયચંદ્રે શાંતી દર્શાવવી પાછળથી સુશીલાનું આવવું, સુશીલા તથા ઉદેકાળના લગ્ન, રદયચંદ્રને રાજ્યગાદી સોપવી. ધર્મે જય અને પાપે ક્ષય

## ॐ શાન્તી  શાન્તી  શાન્તી

## અંક ત્રીજો સમાપ્ત.



# પ્રારંભ–પ્રાર્થના

## મંગળાચરણ

બાળઓ— ૧

લક્ષ્મીકાંત સ્નેહે સદ્દગુણ ગાઉં રીઝાઉં પાવન થાઉં....
પ્યારા.......
જગ જયવરતાવો જગધર સુખકર મનહર
ન્યારા નટખટ સ્વામી............... જગજય
દુઃખ હરતા સુખ કરતા................. ગાઉં રીઝાઉં

બાળાઓ— ૨

રે લખ્યા કર્મના લેખ, કહો એ ટળશે
બાવળને પાણી પાવ કદી નહી આમ્ર ફળો મળશે
સત્ય જન સત્યજ કરશે પાપી અવપંથે પળશે
આ ભવ, મંડપમાં ધર્મ કર્મનો ભાર લઇ ઉચરશો
ધર્મે જય પાપે ક્ષય, સાચાનો સુર્ય ઉદય
શુભ કરશે.................... બાવળને

નિર્મળગંગા— ૩

છે શ્યામ વિના સઉં સુન્ય જગતમાં
સ્થગ સ્થળ સ્તબ્ધ જણુય............જગતમાં
આફત અંતર હૃદયની ખાન પાન નહી માય–જગત–
આશ ફળી મન આનંદ માણું રામ મળ્યા સંભાગ્ય
પ્રમાણું–વીરહ વીયોગે તજાય........ જગતમાં–

નિર્મળગંગા–હૃદયચંદ્ર ૪

વાલા વેગે ગીધાવજો વેલા આવોજી
અલબેલા આવોજી (૨)
શાણી શીદને બનો છો પ્રેમઘેલાં, સ્નેહદુર્માના મેલા (૨)
હરેનું તનમન સુરમાં તલ્લીન છે

સ્વાતી બીન્દુ સીવાય ચાતક જેમ દીન છે
શર્દમાંન હંસા હવે બનો નાં ઘેલાં-સ્નેહે

નિર્મળગંગા-સખીઓ ૫

વાહ નખરાળી કળી રસાળી ભોગી ભ્રમર તુજ
યોવન લુંટવા આવશે
ઓ લટકાળી ભોળીભાળી ગોરવદન પર રસીયો
રસ છલકાવશે
જાઓ મને ના સતાવો એની સહુ દુર જાવ
(અરે વાહ) જો ચટકાળી આવ્યા માળી થનક થનક
થઈ આનંદ ઉર અકળાવશે...... વાહ નખરાળી

{ બન્યુ રકઝક કેમ કરો સખીયો }
{ અલી શ્યામ નીરખવાને જરી દયો }

(હવેતો હદ થઈ) ........ વહ નખરાળી

તારા— ૬

હું તો ફેશન પોઝીશનમાં પહેલી પંકાઉં
સુધારાના ધારા ધરી ખુશ થાઉં..................હું તો
બોલ હેમ્બક કુધારા થકી ગભરાઉં
પીસ ઓફ લીવરનો ડીયર માયલક વાય ડુ ફીયર....
આઇ એમ ઓબ્જેક્શન કોમી ફેશનપર જો ફાવિ
હીય હીય હુરા ઓ હુરા ફેશનપર જો ફાઉં...હું તો

તારા-બેરીસ્ટર— ૭

કાંઇ કાઢો બેરીસ્ટર વીધવાનો કાયદો કાયદાથી
ફાયદો ધફાયદો
રાંડીરાંડો મોજ કરશે ગાડી ઘોડે નીત્ય ફરશે
એમ................બોલશર્ફ્ર...........કાંઇ કાઢો.
જો મળે સુધારાને ફેશનની સહાય તો
વિધવા વિજયવંત કહેવાયજો......કાંઇ કાઢો

૧૧૭૯૨



બે.-તા.-શા.-ડો— ૮

જુલમ જુલમ જમાનામાં થાય છે ધોળે દીએ
અંધારૂ મનાય છે કાયદાનું કનીશન કહેવાય છે
જેન્ટલમેનોની ઈજ્જત લુંટાય છે
બન્યો પુરો પાખંડી તું પુરો બન્યો
બીક વાઇટ-યુ-ડેમ મેટ સુને મળ્યો-ઓયસ (૩)
કાનુનો સંભળાવામાં છે કેવાં રૂડાં નામ
એવું કયા કાયદામાં છે કરવું આવું કામ
ગપ રહો ચલો વાર થાય છે બીન દર્દી દીવાનો
બનાય છે........જુલમ.

મરચી— ૯

ખીલી કળીઓ કરમાય રસીયા રદયના પ્યારા
આ જોબન ઝોલા ખાય મળશે કયા મોહન મારા-ખીલી.
હું જોબનવંતી નાર મારો રંગીલો ભરથાર
દીલ દેવળના દરબાર રતીના પતી હું વ્હારા-ખીલી.
વીરહે મુજ જીવડો જાય અંતરમાં કંઈ કંઈ થાય
અંગે ના અનંગ ખમાય પ્રીત પ્રેમ તણા આ કયારા-ખીલી.

મરચી-મીઠુ— ૧૦

પ્રેમ પાઠ શીખો રસીલા રંગીલાજી આવો
પ્રેમ માળાએ બાળા શીખાવો .....પ્રેમ પાઠ
પ્રીતીનો પાઠ પઢો ભરથાર
કીધા વશ પરવશ તે નાર
ગુણીના સાગર વ્હાલા ખરેખર છો દિલદાર...સીખો.

નિર્મળગંગા— ૧૧

શીયળ કરતાં શ્રેષ્ટ સતીને જગમાં ના કાંઈ પ્યાર
એ બ્હેનો જગમાં .....શીયળ.
સજની ચીત શાન્ત કરી સુણજો આ શીખ
સત્ય શણગાર સતી પતી સેવાના મુણજો ચીત

શાન્ત કરી સતીઓની રીત......શીયળ.
આ અંતર અંધારૂ દુર કરી દીપક પ્રગટાઓ
રસ પીઓ પીવરાઓ......લ્યો......લ્હાવો
નેક ટેક ને વીવેક કુળની શુભ રીત......સુણજો.

શુશીલા— ૧૨

દુનીઆ દોરંગી દોરંગી સહ સજ્જનની નહી સંગી
પ્રપંચીઓ પાલખીએ બેસે સાચાને શીર ભારો
સજ્જનોને કષ્ટ દીએ છે અવનીમાં એ ધારો–દુનીયા.
મીઠા બોલા મોજ કરતા ભુખે મરે સાચા
કુડા કપટીઓ હોંસે ફરતા એળે ગયો જન્મારો–દુનીયાં,

બે. ડો. ર—— ૧૩

કરી છેતરપંડી કાયદાથી ઉધાઈ ડોળ રાખી
દાદીઆ દેવાળીઆ......કરી.
બની પુરો પાખંડી કરી તે લુચાઈ બીલ
આપી દે સીધો વહેવારીઆ.. નો...નો
જા જા તારા જેવા કોઈ ધુવે છે ગટર
માંગતો ભી તુલા ગપ રહા બારીસ્ટર
ઓષધીમાં હીંગ મળી તો થયા ડોકટર
નસ નાડીને જાણે નહી ને રાખે છે મીટર
ચુ ઢેમ–વેરી બેડ ધી રાઈઝ મેડ હી કાદ ..કરી

રહ્દયચંદ્ર— ૧૪

આહા મારૂં હું વનમાં તેને પળમાં
છળબળ કર તું છેડે જાણી બીક બતાવી પુંછડીયે
વળી વળી ફરી ફરી પાછું જો તું......
ગયું હા હા એ ગયું એ
ગયુરે ગયુંરે ગયું ઓ પળમાં હાએ પળમાં .....

રહ્યચંદ્ર— ૧૫

જઈ મારૂં તેને ઠાર છે સહજ આ તૈયાર હવે કરૂં
ના વાર ચીરી નાખું તાળ......જઈ મારૂં.
પાપી થજે તૈયાર લઇ હાથમાં તલવાર
ધિક્કાર ફીટકાર ઓ કુળના ચંડાળ......જઈ મારૂં.
હરી ગયો શું બાળ ભરી કુકર્મી ફાળ
ધીક્કાર ફીટકાર ઓ કુળના ચંડાળ......જઈ મારૂં

અંક પહેલા સમાપ્ત

## અંક બીજો

સુશીલા:-- ૧૬

જગતની જંજાળમાં ફસીને સુગુણીઓ ફરે
આફત મુસીબત પહાડને ઉમંગથી શીરપર ધરે-જગત
આફતો શીરે લઇને સુખ ખુવે છે હાથેથી
કર્મને ગણીને મીત્ર નષ્ટ બને છે આપથી ..જગત
ન્યાયને નિહાળી નિત્ય નીતીને તજી સુમીપ
જગતના વિચીત્ર ચીત્ર વ્હોરતાં સંતાપથી —જગત

મરચી-મીઠુ— ૧૭

વાહ પ્રેમ તારી બલીહારી દેવો પણ ગયા છે હારી
નહી જોય માણસની બહારી તો પણ કહે છે તુ પ્યારી
નાત જાતનો ભેદ ન જોશે ભલે ભગય દુનીયા રોશે
ઈજ્જત કુળ તણી પણ ખોશે જાગ્યો પ્રેમ
એ જગત એ જોશે મેના પોપટ ને પ્યારી
દેવો પણ ગયા છે હારી

હરમારીઓ— ૧૮

થાવો મંગળમય. આજે મંગળ સમય
દેશો દેશે વીજય શત્રુનો થાવ ક્ષય

જામો કીર્તી અચળ શાન્તી બહુ સ્થળ સ્થળ
વીશ્વેશ્વર આવી મળી માનો મનમા મંગળ
ચાચુ હરદમ દુવા મુબ્છીત વર આપવા
ફુ-ટો સૌ કાપવા જગમાં જય સ્થાપવા
ઇશ્વર કરશે સબળ, નુતન વર્ષે સફળ
સૃષ્ટી માંહી મંગલકારી મંગળ થાવો

## ક્ષત્રાણીઓ-રેણુંકા- ૧૯

હીંમતધારી અબળાઓ ચાલો બહાદુર
બાળાઓ બળ ધારા . હીંમત ધારી
બતલાવી દયો દુનીયાભરમાં, સ્ત્રી શુરવીરતાની સરદારી
આબરૂ સતી તણી હરી સંભાળશે, કાપી કષ્ટ સ્નેહે
શામળો બચાવશે, વિજય થશે વીજય થશે...હીંમત ધારી.
સુરી સતી તણો, ચાલો ઝટ જઇને ક્રુર
કામીને હણો ..........હીમત ધારી

## રાણી— ૨૦

છેડી સીંહણને કાઢીશ તુ શું સાર-અરે ઓ દુરાચારી
કરં હું તુજ પ્યારી-અસી ધારી છે....છેડી સીંહણ
સાખી
સાહસ નાગણ છેડતાં સુખનું સત્યાનાશ
ખચીત સમજજે બાવલા આવ્યુ મૃત્યુ પાસ
પાપીને કરૂં પાર...... છેડી સીંહણ -

## બાદુ— ૨૧

હીક્ગ મીઠુ બાદલમાં બી આશક ખુબ ખટપટ કર્તા
મરદો મરદો પર મરતા... આહા......
જાતકે કજાતનો કો ભેદ ના ગણ વાગે બીંગલો
ને ગીત ગામના ભણે
ઇશ્કના બજારની દીવાલએ ચણે
મોહમાં મુઆ પડીને અંધ હણ હણે

નાયકાઓ— ૨૨

ગોરી ધીરે ભરો ગગરી છલક નહી જાય.
છલક નહી જાય છલક નહિ જાય—ગોરી
શીરપર ઘડા ઘડે પર ગાગર એ......
મોરી પતલી કમર બલ ખાય......ગોરી-

શેર

આઈ હુઈ આશકકી તબીયત નહિ જાતી
દીલ જાતા હય દીલસે તેરી ઉલફત નહિ જાતી
એ યાર બુરા માન મત આશકકે કહેકા
માશુકકી ગાલીસે તો ઈજ્જત નહિ જાતી
ચંદ્રવદન દોઉ નૈના રંગીલે એ.
મોરી બારી ઉમર બહી જાય-ગોરી-

નાયકા ઉસ્તાદ ૨૩

તુમસે લડી હય આંખે હમસે દગા ન કરના
દીલકો કીયા હય મીટ્ટી હોગા ફુજુલ લડના...તુમસે
એ હુસ્નકે ગુલરકો કમલ ઉડાન ઝાખા,
આખો હવા ગુમાઈ મુશ્કીલ, હુવા હેતરના—તુમસે
ચહેરે જુવાની આઇઅ હુસ્ન પર લુભાઈ
દીન રેન હય તબાઇ અગતો હુવા હુ મરના—તુમસે

નીર્મળગંગા— ૨૪

શ્યામ સુંદીર કરો મહેર વીભુ અમપર આવી
પાપી પીડે દીન રાત દુખદે અધમ અપાર
અરજ સુણી આવો... શ્યામ

નીર્મળગંગા-રદ્દચચંદ્ર— ૨૫

જાવ માત પીતા દુખીયારા છોડાનીને લઈ આવો થશે કાંણ
શશીવદની વચન શુભ તારા છે
દીલમા નહી ગભરાઓ મમ પ્રાણ
ધીરજ ધારી દીપુ સંહારી......જાવ માત
કાર્ય સીધ્ધી થશે દુઃખ દુર જશે
વેર નને નગે સુખેથી સીધાવો......છોડાવી

અંક બીજો સમાપ્ત

# અંક ત્રીજો

## ડોક્ટર-બેરીસ્ટર— ૨૬

ડીયર કર ડેન્સ મળી સાથે નેકીવરી રીવાજો દુર કરી
એટીકેટે અપમાન કર્યું તું પોઝીસનમાં આવ ફરી.
બ્યુગલે ખુન કીધી પ્યાલી ભરીને પીધી
ઇજ્જત ઉતારી લીધી ખુદાએ મહેર કીધી
સ્નેહ તણા બીછાને પ્યારી પ્રેમ ધરી લેટીશું
ખપાટીયા ચકલામાં થઇને ભાગલપર બેટીશું
હું કોણ બેરીસ્ટર હાં ડોક્ટર
મરદો મરદોના આશક શું દુનીયાના ડરને અંગ ધરી
એટીકેટે અપમાન કર્યું તું પોઝીસનમાં આવ ફરી

## ડો. બે. તા.— ૨૭

હાય ફસ્યા ફંદામાં મેળવવા માસુક નાર
ખાધા જુતાં ને વાગ્યા જેન્ટલમેનોના બાર
પરણ્યા પ્રોતમની વાસે કરવા ગઈ હું તો પ્યાર
દીકરાએ દહાડા દીધા તેડાવ્યો આ વહેવાર
બાપાએ માન વધાર્યું થઇને ડોકટર
ઇજ્જત ગુમાવી હાથે જાણીને બેરીસ્ટર
આ દુનીઆમા મોહું કાળુ લઇને ફર
તું ઢાકણામાં પાણી લઇને બુડીમર...હાય. ૧

## હ્રદયચંદ્ર નિર્મળગંગા— ૨૮

લુંટયું ચીત મારૂં લુટારા તે જંગલવાસી
બાંધ્યો મને પ્રેમ બંધને કુમારીકા બાવા [illegible]
લુંટફાટનો ધંધો મારો વનવગડામાં છે મુજ વાસ
તન મન ધન અર્પી પીયુ તમો સદા રહો પાસ—લુંટયુ
સ્થાપીશ હ્રદય મનોહારી .... લુંટયું.

# સમાપ્ત

# સૂચના



શ્રી નવીન દેશોદય નાટક મંડળીના ખેલોના ઓપેરા મંડળીનો મુકામ જ્યાં હશે ત્યાંથી મળી શકશે માટે જે સાહેબોને જોઇએ તેઓએ રોકડા કીમતે મંગાવી લેવી

| ચોપડીના નામ | કીમત રૂ. આ. પા |
|---|---|
| અનૈક્યતા | ૦—૪—૦ |
| ધર્મી ગુન્હેગાર | ૦—૪—૦ |
| સુર્ય ઉદય | ૦—૪—૦ |

માલેક

## શ્રી નવીન દેશોદય નાટક મંડળી

હાલ મુ. લક્ષ્મીકાન્ત થીએટર સુરત

સુરત રૂવાળાના ટેકરા પર આવેલા "લક્ષ્મી" પ્રીંટીંગ પ્રેસમાં

હીરાલાલ ચંદુલાલે છાપી